ગુજરાત સેવાદળ [ હિંદુસ્તાની સેવાદળની પ્રાંતિક શાખા ]

સ્વયંસેવક વિભાગ: ગુ. પ્રાં. સમિતિ

# સૈનિકની તાલીમ

[ સ્ત્રી-પુરુષો માટે ]



## વિષયસૂચિ.




આનંદી ઠાકોર

મંત્રી, ગુજરાત સેવાદળ

કોંગ્રેસ હાઉસ, ભદ્ર

અમદાવાદ.

# રાષ્ટ્રધ્વજ અને ધ્વજવંદન.

૧. ત્રણ રંગો:

આડા પટાઓ.

કેસરી (ઉપર)

સફેદ (મધ્ય)

લીલો (નીચે)

૨. આકૃતિ:

સફેદ પટાના મધ્યમાં દાંડા (કાઠી) તરફ ચક્ર રહે તેવી રીતે ઘેરા ભૂરા રંગમાં ચરખો હોવો જોઇએ.

૩. રંગનું રહસ્ય:

કેસરી—હિંમત અને ત્યાગ (બલિદાન)

સફેદ—સત્ય અને શાંતિ

લીલો—શ્રદ્ધા અને સેવા (શૌર્ય)

ચરખો—જનસમૂહની આશા

૪. માપ-ધ્વજની લંબાઇ-પહોળાઇનું પ્રમાણ:

૩×૨. ૬ ફૂટ લાંબો ૪ ફૂટ પહોળો ધ્વજ ઉડવા માટે સગવડ ભર્યો છે.

૫. વંદનક્રિયા—તેનો અનુક્રમ:

૧—વંદેમાતરમ્ (ગીત)

૨—ધ્વજ ફરકાવતી વખતે નમસ્તે.

૩—ધ્વજ ફરકાવ્યા પછી ઝંડાભિવાદન.

૪—" ઝંડા ઉંચા રહે હમારા " (ગીત)

૫—પ્રવચન, જો હોય તો.

૬—હર્ષનાદ—જયનાદ.

અ "ભારતમાતાકી જય"

બ "વંદેમાતરમ્"

૬. **નાળ આકારની રચના અને વ્યવસ્થા:**

૧–મહેમાનો અને અફસરો આડી લીટી ઉપર (base)

૨–અંદરની બાજુથી નાળ આકારમાં

૧લા બાળક, બાલિકા અને કુમારો.

૨જા કુમારિકા અને સ્ત્રીઓ.

૩જા એક પહેરવેશમાં સ્વયંસેવકો (Uniformsમાં)

૪થા પ્રેક્ષકો.



# સૈનિકોની તાલીમ.

## ૧–તાલીમને લગતી સૂચનાઓ અને નિયમો.

૧. સૈનિકની તાલીમ લઇ સૈનિક થવા ઇચ્છનાર ઉમેદવારે સૌથી પહેલાં સૈનિકની તાલીમ લેવી પડશે.

૨. જેમણે સૈનિકનું પ્રમાણપત્ર મેળવ્યું હશે તે જ શિક્ષક (Instructor)ના તાલીમવર્ગ માટે લાયક ગણાશે. જે પ્રાંતમાં સૈનિકનાં પ્રમાણપત્ર મેળવેલા પુરતા સૈનિકો હશે તે પ્રાંતમાં શિક્ષકોને માટે તાલીમવર્ગ ખોલી શકાશે.

૩. જેમણે શિક્ષકના પ્રમાણપત્ર મેળવ્યાં હશે તે જ ઉતરતા વર્ગના અફસરો (Junior Officer) ના તાલીમવર્ગ માટે લાયક ગણાશે. જ્યાંસુધી પ્રમાણપત્ર મેળવેલા શિક્ષકો પૂરતી સંખ્યામાં આ વર્ગમાં તાલીમ લેવા માટે તૈયાર થાય નહિ ત્યાંસુધી આ વર્ગ ખોલી શકાશે નહિ.

૪. જેમણે ઉતરતા વર્ગના અફસરની તાલીમ લઇ પ્રમાણપત્ર મેળવ્યાં હશે તેમને જ ઉપરના વર્ગના અફસરો (Senior Officer)ની જગ્યા માટે લાયક ગણવામાં આવશે.

૫. શિક્ષકો તથા ઉતરતા વર્ગના અફસરો (Junior Officer)ને તાલીમ આપવા માટે હમણાં તો સેવાદળના મુખ્ય મથકે વ્યવસ્થા કરવામાં આવી છે.

૬. હિંદુસ્તાની સેવાદળના મધ્યસ્થ મંડળ તરફથી જેમને પ્રમાણપત્ર મળ્યાં નથી તેવા શિક્ષકો તથા ઉતરતા વર્ગના અફસરો જો કોઈ પણ તાલીમવર્ગ ખોલશે તો તે વર્ગ હિંદુસ્તાની સેવાદળના અંગ તરીકે ગણાશે નહિ.

૭. સૈનિકો, શિક્ષકો તથા અફસરોને પ્રમાણપત્ર આપવાની વ્યવસ્થા હિંદુસ્તાની સેવાદળનું મધ્યસ્થ મંડળ કરશે.

૮. પ્રાંતિક સમિતિની માગણી અથવા મહાસભાની કાર્યવાહક સમિતિના હુકમથી મધ્યસ્થ મંડળ સેવાદળના જુદા જુદા વર્ગના

અફસરોને તાલીમ આપવા માટે જ્યાં જરૂર હોય તે તે પ્રાંતમાં તાલીમવર્ગ અથવા વર્ગો ખોલી શકશે.

૯. જરૂરને પ્રસંગે મધ્યસ્થ મંડળ માનદ (honorary) શિક્ષકો તથા અફસરોની નિમણુક કરી શકશે.

## ૨. પરીક્ષાને લગતા નિયમો.

૧. પ્રાંતિક સેવાદળ મંડળે નક્કી કરેલાં મથકોએ સૈનિકો તથા બીજા અફસરોની પરીક્ષા લેવામાં આવશે.

૨. પ્રાંતિક સેવાદળ મંડળ સેવાદળના મુખ્ય મથકની સલાહથી દરેક મથક માટે એક અથવા બે નિરીક્ષકો (supervisors) નીમી શકશે.

૩. પરીક્ષકોની મુસાફરી વિગેરેનું સર્વ ખર્ચ પ્રાંતિક સેવાદળ મંડળને પૂરૂં પાડવું પડશે.

૪. નિરીક્ષકો પરીક્ષામાં બેસનાર ઉમેદવારોની યાદી તૈયાર કરશે અને તેમનાં અરજીપત્રો વખતસર ભરાવી પરીક્ષા લેવાના દિવસથી ચાર દિવસ અગાઉ તૈયાર કરી તે યાદીની એક નકલ દરેક પરીક્ષક ઉપર મોકલી આપશે.

૫. નિરીક્ષકો નીચે જણાવેલી વ્યવસ્થા માટે જવાબદાર રહેશે.

(૧) શારીરિક કેળવણી અને તાત્કાલિક મદદનાં સાધનો તથા નકશા વિ. તૈયાર રાખશે.

(૨) પરીક્ષકો તથા જરૂર પડે ત્યાં પરીક્ષામાં બેસનાર ઉમેદવારો માટે જમવા તથા રહેવાની વ્યવસ્થા કરશે.

૬. હિંદુસ્તાની સેવાદળના મુખ્ય મથકેથી પરીક્ષકોની નિમણૂક કરવામાં આવશે.

૭. પરીક્ષકો પરીક્ષા બાદ ત્રણ દિવસમાં પરીક્ષાપત્રો તથા પરિણામ પત્રકો દળના મુખ્ય મથકે પોતાના અહેવાલ સાથે મોકલી આપશે.

૮. પરીક્ષકો પોતાના કામનો ટુંકો અહેવાલ પ્રાંતિક સેવાદળ મંડળને પણ મોકલી આપશે.

### ૩. શારીરિક લાયકાત ( ઓછામાં ઓછી ).

મહાસભાના સૈનિકો થવા માગતા હોય તેમની ઓછામાં ઓછી શારીરિક લાયકાત નીચે મુજબ હોવી જોઇએ.

| | | |
|---|---|---|
| ૧. | ઉંચાઇ ... ... ... | ૫ ફુટ ૨ ઇંચ |
| ૨. | વજન ... ... ... | ૧૦૬ રતલ |
| ૩. | છાતીનો ઘેરાવો ... ... | ૩૦ ઇંચ |

છાતી એક ઇંચ ફુલવી જોઇએ.

૪. ચપળતાથી અને ઝડપથી કામ થઇ શકે તેવું શરીર હોવું જોઇએ.

૫. કોઇ પણ જાતની શારીરિક ખોડ અથવા વિચિત્રતા ન હોવી જોઇએ.

૬. શારીરિક રોગ ન હોવો જોઇએ.

**ટીપઃ**—(અ) ઉપર જણાવેલી શારીરિક લાયકાત તથા ચપળતાનું ધોરણ ખાસ જરૂરી છે. ઉમેદવાર પ્રભાવ પાડી શકે તેવો હોવો જોઇએ. નવા સૈનિક નોંધનાર અફસર અને પરીક્ષકોએ આ વસ્તુ ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ.

(બ) તાલીમ વર્ગમાં દાખલ થતાં પહેલાં દરેક ઉમેદવારની વૈદકીય તપાસ કરવામાં આવશે.

### ૪. અરજીપત્ર.

સૈનિકની પરીક્ષામાં બેસનાર ઉમેદવારે નીચે મુજબનું અરજીપત્ર ભરી મોકલવું.

પ્રાંત ____________________ નં ____________________

હું ____________________________________________

____________________ તાલુકા સમિતિમાં મહાસભાનો

જીલ્લા

સભાસદ છું અને નીચે જણાવેલા સૈનિકના પ્રતિજ્ઞાપત્ર ઉપર મેં સહી કરી છે. સેવાદળ તરફથી "સૈનિક" માટેની જે પરીક્ષા લેવાની છે તેમાં ઉમેદવાર તરીકે મારૂં નામ નોંધવા વિનંતિ કરૂં છું.

મેં જીલ્લા

છું તાલુકા

સમિતિમાં તા. થી તા. સુધી

સ્વયંસેવક તરીકે કામ કર્યું છે.
કાર્યકર્તા કરૂં છું.

સ્થળ સહી

તારીખ પૂરેપુરૂં સરનામું.

## ૫. પ્રતિજ્ઞાપત્ર ( ઉમેદવારે જાતે ભરવું )

હું

મહાસભાનો સ્વયંસેવક શાંતિમય અને કાયદેસર સાધનોથી, પૂર્ણ
કાર્યકર્તા
સ્વરાજ મેળવવાને પ્રયત્ન કરવા પૂર્ણ જવાબદારીથી પ્રતિજ્ઞા કરૂં છું.

હું મારા ઉપરી અમલદારોના હુકમોને વફાદારીથી અને શક્તિથી અમલમાં મૂકવા સર્વ પ્રયત્નો કરીશ.

હું હિંદના દરેક વર્ગ અને જાત વચ્ચે અરસપરસ શાંતિ અને શુભાશયની વૃદ્ધિ કરવા મારી સર્વ શક્તિઓ વાપરીશ.

હું મારી સેવાના બદલામાં અગર તેને અંગે ઉપસ્થિત થતી સ્થિતિના કારણે કાંઇ પણ બદલાની અગર પગારની આશા રાખીશ નહિ.

મહાસભાના અધિકારીઓ તરફથી જે શિક્ષણ આપવામાં આવશે તે હું લઇશ.

સ્થળ: સહી

તારીખ: સરનામું

## ૬ માહિતીપત્ર.

નીચેની વિગતો ઉમેદવારે ભરી મોકલવી.

૧. પૂરૂં નામ

૨. પૂરૂં સરનામું

૩. અભ્યાસ

૪. કઇ કઇ ભાષા જાણો છો?

૫. પહેલાં સૈનિકની તાલીમ લીધી હોય તો.

અ. ક્યારેઃ

બ. ક્યાંઃ

૬. મહાસભા સિવાય બીજા કોઇ મંડળના સભાસદ છો?

મંડળનું નામઃ-

૭. કેદની વિગત

૮. તાલીમ મેળવ્યા બાદ હું પ્રવૃત / અપ્રવૃત્ત સૈનિક તરીકે ચાલુ રહેવા માગું છું.

૯. ધંધો

૧૦. વિવાહિત કે અવિવાહિત

૧૧. ઉંમર

૧૨. ઉંચાઈ

૧૩. વજન

૧૪. છાતીનો ઘેરાવો

૧૫. કોઈ પણ જાતનું શારીરિક દર્દ છે?

## ૭. ભલામણપત્ર.

નીચે જણાવેલ ભલામણ પત્ર કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થ અથવા તો સેવાદલ અથવા મહાસભાના કોઇ અધિકારી પાસે ભરાવીને મોકલવું.

હું બહેન / ભાઈ ને

"સૈનિક" ની પરીક્ષામાં બેસવા દેવા માટે ભલામણ કરૂં છું.

સ્થળ ___ સહી ___

તારીખ ___ હોદ્દો ___

સરનામું ___

ટીપઃ—ભલામણ કરનારે નિરક્ષર ઉમેદવારને ઉપરનું પ્રવેશપત્ર સમજાવવું અને તેને તે ભરવામાં મદદ કરવી. તેવા ઉમેદવારના અંગુઠાનું નિશાન પ્રવેશપત્ર ઉપર કરાવવું.

## ૮. સૈનિકો માટે અભ્યાસક્રમ

(પુરૂષ અને સ્ત્રીઓ માટે)

તાલીમ વર્ગમાં ૨૪ કલાક હાજરી આપનાર સૈનિકો આ અભ્યાસક્રમ પાંચ અઠવાડિયામાં પૂરો કરી શકશે.

અડધો દિવસ તાલીમવર્ગમાં હાજર રહેનારને અભ્યાસક્રમ પૂરો કરતાં બે માસની મુદત થશે.

જેઓ ફક્ત સાંજ–સવાર તાલીમ લેવા માટે આવી શકે તેઓને આ અભ્યાસક્રમ પૂરો કરતાં પૂરા ત્રણ માસ લાગશે.

આ અભ્યાસક્રમમાં ઉત્તીર્ણ થનાર સૈનિકના પદ માટે લાયક ગણાશે. પરંતુ તેથી તેનો અભ્યાસક્રમ પૂરો થતો નથી. પ્રસંગવશાત્ તેને વધારે તાલીમ આપવામાં આવશે.

નિરક્ષર ઉમેદવારો માટે સિદ્ધાંતની ચર્ચા કરનારા વિષયો મુશ્કેલ હોઇ તે વિષયોનું ધોરણ તેમને માટે હળવું કરવું. પણ એ યાદ રાખવું ઘટે છે કે આવા વિષયોનું જ્ઞાન આપવાનું કામ તાલીમ-વર્ગમાં જ ચાલુ રહેશે અથવા તો છાવણી છોડયા બાદ ફરીથી પૂરી તાલીમ લેવાની જરૂર પડે ત્યાંસુધી ચાલુ રહેશે.

ઉપરની બાબત સ્ત્રી ઉમેદવારોને પણ લાગુ પડે છે. સ્ત્રીઓ માટે ત્રણે વિભાગોમાં હળવું ધોરણ રાખવું.

નીચે પ્રમાણે અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યો છે :—

## વિભાગ अ.

### શારીરિક કેળવણી:—

૧. કવાયત (હિંદીમાં)—ડ્રરનીંગ, હાર બનાવવી અને કૂચ.

૨. લાઠી—પહેલા દશ દાવ (સેવાદળની પસંદગીના)

૩. શારીરિક વિકાસ માટે કસરતો.

નીચે જણાવેલી શારીરિક વિકાસની એક અથવા વધારે પદ્ધતિનું જ્ઞાન.

આસન, નમસ્કાર, મલખમ, સ્વીડીશ ડ્રીલ, રમતો, દોરી કૂદવી વિ.

૪. દોડ. આઠ મિનિટમાં એક માઇલ.

**ટીપ**:—પુરૂષ અને સ્ત્રી વર્ગ માટે કવાયત ફરજીઆત રહેશે. **૨, ૩, અને ૪ નંબરના વિષયો** સ્ત્રી વર્ગ માટે ફરજીઆત નથી. સ્ત્રીઓએ જેટલી શારીરિક તાલીમ લીધી હોય તેટલામાંથી જ તેમની પરીક્ષા લેવી, અને તે પ્રમાણે મુખ્ય મથક (હેડ કવાર્ટર્સ) ઉપર રીપોર્ટ મોકલવો.

## વિભાગ ब.

### માનસિક કેળવણી. (સિદ્ધાંત-જ્ઞાન).

**૧. મહાસભાની રચના:—**

अ. બંધારણ ટુંકામાં.

૧. ધ્યેય.

૨. સભાસદ.

૩. પ્રાંતો.

૪. અંતર્ગત વિભાગો. (Component parts)

૫. છેલ્લાં બે વર્ષના મહાસભાની કાર્યવાહક સમિતિના અધિકારીઓ.

ब. મહાસભાનો વર્તમાન સંક્ષિપ્ત ઇતિહાસ.

૧. રૉલેટ કાયદો.

૨. પંજાબમાં લશ્કરી કાયદો (Martial Law).
૩. જલીઆનવાલા બાગનો બનાવ.
૪. અસહકાર.
૫. નાગપુર મહાસભા.
૬. સ્વયંસેવક મંડળની ચળવળ.'
૭. સવિનય કાયદાભંગ.
૮. ૧૯૨૨ માં મહાત્માજીની ગીરફતારી અને તે પછી.
૯. એક સામટી ધરપકડ.
૧૦. સ્વરાજ્ય પાર્ટી.
૧૧. બારડોલી સત્યાગ્રહ (૧૯૨૮).
૧૨. સાયમન કમિશન.
૧૩. લાહોર કૅાંગ્રેસ અને સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ.
૧૪. ૧૯૩૦ નો સત્યાગ્રહ.
૧૫. સરકાર સાથે તહકુબી. (truce)
૧૬. કરાંચી મહાસભા.
૧૭. સ્વતંત્ર શહેરીના પ્રાથમિક હક્કોનો ઠરાવ.
૧૮. ગોળમેજી પરિષદમાં મહાસભા.

ટીપ:—ઉપરના વિષયો ઇતિહાસ શીખવતી વખતે વાર્તારૂપે શીખવવા.

क. મહાસભાના પ્રાંતીય વિભાગોની ભૂગોળ:—
સૈનિક જે પ્રાંતમાં રહેતો હોય તે પ્રાંતના જીલ્લાનાં નામ, મુખ્ય શહેરો, ગામો, નદીઓ, પર્વતો, ધાર્મિક સ્થળો અને પ્રાકૃતિક ભૂગોળનું સામાન્ય જ્ઞાન.

ड. અહિંસાના સિદ્ધાંતો.

इ. સત્યાગ્રહના પ્રકાર.

**૨. સ્વયંસેવક મંડળની રચના:**

અ. હિંદુસ્તાની સેવામંડળ એટલે શું? સેવાદળની યોજના કેવી રીતે ઉદ્‌ભવી, તેની કાર્યપદ્ધતિ અને અત્યારસુધી થએલા કામની વિગત.

ब. આજ્ઞાપાલન, નિયંત્રણ અને નિપુણતાની જરૂરીઆત
क. સેવાદળના ચાલુ ધારા-ધોરણો ( નિયમો )

૩. રાષ્ટ્રધ્વજ:

अ. ઉપયોગિતા અને જરૂરિઆત.
ब. રંગોની રચના, ગોઠવણ અને તેનું રહસ્ય.
क. ધ્વજવંદન અને તેની ક્રિયા.

૪. તાત્કાલિક મદદ:

अ. નીચે જણાવેલી શરીરની રચનાઓનું પ્રાથમિક જ્ઞાન.

૧. હાડકાંની રચના.
૨. લોહીનું ફરવું.
૩. શ્વાસોશ્વાસ.
૪. જ્ઞાનતંતુની રચના.
૫. સ્નાયુની રચના.
૬. પાચનક્રિયા.

ब. ગોળ પાટો અને તેનો ઉપયોગ.

**૫. હિંદી : ( જેની પ્રાંતભાષા હિંદી ન હોય તેમને માટે: )**

દેવનાગરી લિપિ અને હિંદી ભાષામાં સાદી વાતચીત થઇ શકે તેટલું જ્ઞાન.

## વિભાગ क.

૧. એક કલાકમાં આશરે દસ આંકનું રેંટિયા ઉપર ૧૦૦ વાર સૂતર કાંતવું.

૨. સંત્રીની ફરજો (ચોકીદારી કેમ કરવી)

૩. અંગત સ્વચ્છતા (આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન)

૪. સીસોટી સંજ્ઞા (Whistle-signals).

૫. ત્રણ ગીતોઃ—

૧. 'વંદે માતરમ્"
૨. "ઝંડા ઉંચા" (પૂરૂં)
૩. "રાષ્ટ્ર ગગનકી" (પૂરૂં)

૬. લોકસમૂહને કાબુમાં રાખવાના કેટલાક પ્રકાર.

૭. સભા અને સરઘસોની વ્યવસ્થા.

૮. વંદન, (salute), તેનો અર્થ અને દુનિયાના જુદી જુદી જાતના વંદનના પ્રકાર.

૯. સૈનિકના સરસામાનની તપાસ (Kit Inspection), તેની વિધિ અને વ્યવસ્થા.

## ૯. નવા સૈનિકો (Recruits) નો પહેરવેશ.

### અ પુરૂષવર્ગ માટે.

સૈનિકની તાલીમ લેનાર માટે નીચે જણાવેલો પહેરવેશ આવશ્યક ગણાશે.

સૈનિક થતા સુધી જ આ પહેરવેશ ઉમેદવારને ઉપયોગી થશે. સૈનિકનું પ્રમાણપત્ર ધરાવનારને માટે આ પહેરવેશ નથી. પહેરવેશ હાથે કાંતેલ તથા હાથે વણેલ શુદ્ધ ખાદીનો હોવો જોઇએ.

### પહેરવેશની વિગત.

**૧. ખમીસ.** ધોળું ખમીસ ઉભા કોલરનું. કોલરની પટ્ટી ૧॥ ઇંચ (પહોળી) ઉંચી અને ગળાને બંધ બેસતી જોઇએ. આ કોલરને આગળ બે દોરાના બટન રાખવાં. છાતી આગળ ત્રણ દોરાનાં બટન. છાતીની બન્ને બાજુએ ઢાંકણુવાળાં બટન સાથે બે ખીસ્સાં. બાંય અડધી, કોણીથી એક ઇંચ ઉંચી રહે તેટલી. પહેરણની લંબાઈ હાથ ઝાંધને સમાંતર સીધો લાંબો કરતાં વચલી આંગળી સુધી આવે તેટલું નીચું, ખભે પટા વિનાનું સાદું. ખમીસ ટુંકા પાટલુનમાં દાબવું પડશે.

**૨. પાટલુન (અડધું Short)**

ધોળું, બે દોરાનાં બટનવાળું ૨$\frac{1}{2}$ ઇંચના પટા સાથે. પાટલુન ઢીંચણથી ૨ ઇંચ ઉંચે રહે તેવું. શરીરને બરાબર બંધ બેસે તેવું, બહુ પહોળું તેમ સાંકડું નહિ. બન્ને બાજુ પર બે ખીસ્સાં. બાજુએ તથા પાછળ બક્કલ વિનાનું. ત્રણ ઇંચ લાંબી અને

બે ઇંચ પહોળી સરખે અંતરે ચોઢેલી ચાર પટીઓ ( loops ). આ પટી પહેલા બટનથી બે ઇંચ દૂર ચોઢવી. ઉપરનાં બે બટન સિવાય અંદર ઢંકાઈ શકે તેવાં બીજાં દોરાનાં પાંચ બટન ( in the fly ).

૩. ટોપી: ધોળી ત્રણ ઇંચની દિવાલની ગાંધી ટોપી. તેના ઉપર નીચે બન્ને ભાગથી અડધો ઈંચ દૂર ટોપીની ચારે તરફ ફરતા ટાંકા સાથે.

૪. પગરખાં: પગરખાં ખાસ જાતનાં નહિ.

૫. બિલ્લા: ઉમેદવાર પરીક્ષા પસાર કરીને પ્રમાણપત્ર મેળવે નહિ ત્યાં સુધી ખભાના અથવા બીજા બિલ્લા અપાશે નહિ.

**બ સ્ત્રીઓ માટે.**

૧. સાડી: સફેદ સાડી કિનાર વિનાની.

૨. કબજા: ( Blouse ) સફેદ (સદરાધાટની ચોળી). કમર સુધી પહોંચે તેવી. ગરદનથી નીચે સીધી લીટીમાં બે બટન. ફીનાર સિવાયની સાદી બાંય. ( કરચલી અથવા ઝૂલ સિવાય). બાંય કોણીના સાંધાથી છ ઇંચ ઉંચે રહે તેવી. V આકારની સાદી ગરદન. કૉલર, ફીનાર તથા કરચલી સિવાયનો સાદો. કમર પાસે બન્ને બાજુએ ૩"×૪" ઇંચના માપનાં બે ખીસ્સાં.

"હિંદ સૈનિકા"ની પિત્તળની સાડીની પીન (Sari-pin) સાડી ઉપર ખભા પાસે લગાડવાની.

ટીપઃ—દરેક પ્રાંતિક સેવાદળ મંડળ નક્કી કરે તે મુજબ સાડીની લંબાઇ રાખવી. દરેક ઉમેદવારને ખરચે પ્રાંતિક સેવાદળ મંડળ તરફથી સાડી-પીન મંગાવી આપવાની વ્યવસ્થા કરવામાં આવશે.

## સેવાદળ સપ્તપદી.

સેવાદળ તરફથી સૈનિકના અભ્યાસક્રમ માટે નક્કી થએલ સાત રાષ્ટ્રગીતો આ પુસ્તકમાં આપેલા છે.

લખો:

**શ્રી. એમ. પાઇ.**

c/o હીંદુસ્તાની સેવાદળ

ગીરગામ ટેરેસ, ગીરગામ

મુંબાઇ નં. ૪.

---

## હિંદુસ્તાની સેવાદળ મેન્યુઅલ.

મેન્યુઅલનો પ્રથમ ગ્રંથ છાપખાનામાં છપાઇ રહ્યો છે. તેની નકલો જેને જોઇતી હોય તેમણે પોતાનાં નામ સેવાદળના મુખ્ય મથક હુબલી ખાતે તુર્ત જ નોંધાવવાં.

વ્યવસ્થાપક મંત્રી

હિંદુસ્તાની સેવાદળ, હુબલી, ( કર્નાટક )

---

પ્રકાશક: આનંદી ઠાકોર, મંત્રી,

ગૂજરાત સેવાદળ, કોંગ્રેસ હાઉસ–અમદાવાદ.

મુદ્રક: ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર,

પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્ક્સ, ખાડિયા—અમદાવાદ.